# ગુણસુંદરી સતી

(ચાર પતિવંત સ્ત્રીની રસીક કલ્પીત વાર્તા)

### દોહરો.

પ્રિય ચતુર ગુણસુંદરી, સતિ શિરોમણિ નાર;
નીતી અનીતિ નિરખી, દીધો બોધ અપાર.
અલંકાર નવ વિધિના, રસ રંજન ભરપુર;
સુંદર લક્ષણ દાખવી, પ્રગટયું સુંદર નુર.



વ્રજલાલ ભુખણદાસ સુરતી.
છપાવી પ્રસીધ કરનાર.

ભરૂચ મધ્યે ધી, નરમદા પ્રીંટીગ પ્રેસમાં
રંગીલદાસ ગોપાળદાસે છાપી.
સંવત ૧૯૪૪——સને ૧૮૮૮

કીંમત બે આના.

# ગુણસુંદરી સતિની કલ્પિત વાર્તા.



કમળાપુરી નામનું એક મનોહર નગર પંચવટી કે જ્યાં રામચંદ્રજીએ વનવાસના સમયમાં પોતાનો આવાસ કરીયો હતો તેની ઉત્તરે દસ પંદર ગાઉ દુર આવેલું છે. તે શેહેરની શોભાનું વરણન કરવાને મહા કાવ્ય કરતાઓ પણ અશકત છે. જેના સુવરણથી બાંધેલા રત્ન માણેકથી જડીત ચઉદ દરવાજા છે. મધ્ય ભાગે પુરપતીનો હિરા આદી ઉત્તમ ઝવેરથી જડેલો અમોલિક મહેલછે, તેની ચારે બાજુએ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર વીગેરે ચારે જાતી જથાબંધ વસી રહેલી છે. તે સરવનાં મંદીરો વિવિધ પ્રકારની શોભા આપે છે. તેમાં વૈશ્ય જાતીનો જથો ઘણોજ રમ્ય અને મન હરણ કરતા છે. તેમા એક ધનપાળશા નામે શેઠ રહેતા હતા. તેઓ બાપદાદા વખતથી શ્રીમંત અવસ્થા ભોગવતા આવેલા હતા. પરતું પોતાનો વેપારનો ધંધો તજી દઇ ફકત મોજ મઝાહમાંજ દીવસો ગુજારવા માંડયા. આ રીતભાતને માટે કેલાટએક વખત સુધી તેમને કોઈ તરફથી ઠપકો ન મળતાં મિત્રો તરફથી ઉલટી ઉશકેરણી થઇ પરંતું તેના ઘરની પ્રધાન ચતુર સ્ત્રી કમળાવતીને એથી ઘણો શોક થવા લાગ્યો! હવે તે સ્ત્રી જાત હતી એટલે તેનો કાંઇ સબળ ઉપાય ન હોતો પણ ચતુરાઇના સઘળા ઉપાયો બર નહી આવ્યા ત્યારે શેઠને એક પુનેમની મનોહર રાત્રીએ રંગ વિનોદને સમયે

અનુપમ શયસજ્જા ઉપર પોઢતાં કેટલાએક મરમનાં વચન હાસ્ય સાથે કહયાં પણ તે ઉપર કાંઈ લક્ષ નહીં આપતાં ઉલટા શેઠ ગુસે થયાં. બાદ કમળાવતી હમેશાં ભવિષ્યનો વીચાર કરતી અતિશય સોચ માં દીવસો ગુજારતી હતી. અને શેઠ સાહેબને ખાવું, પીવું, પેહેરવું, ઓઢવું, હરવું, ફરવું વીગેરે અનેક તરેહની વિચિત્ર એશઆરામની સેલધામા પોતાના દીવસ આનંદભેર નિરગમન કરતા હતા, તેવામાં ઇશ્વરે એક પુત્રીનું ફળ આપ્યું. તે દીન પ્રતિદીન મોહોટી થતાં ચતુર માતાની કેળવણીથી વિધાભ્યાસ વીગેરે સારાછંદને રસ્તે લાગી એમ કરતાં તેની આઠ વરસની વય દરમીયાન ધનપાળશા શેઠનો ખજાનો તળીયા સુધી ખાલી થયો. કમળાવતીએ પોતાને સંતાપથી આકરંદ કીધુ ત્યારે શેઠ કાંઇક અફશોસ થવા લાગ્યો પણ લાચાર બની વીના ઉપાએ હાથ પગ જોડી બેઠો કે હવે શું કરવું ?

આ સમયે કમળાવતીએ કહયુ કે કયાં ગયા તમારા દુષ્ટ મિત્રો ? કયાં ઘોરે છે તમારી દુરાચારી આશનાઓ અને નાયકાઓ? બાટલી, ગાંજો, અફીણ વીગેરે કયા નીચ ખુણામાં છુપાવી છે? ઘોડા બગીવાળા કેમ હજુરમાં હજુ હાજર થયા નથી? અફશોસ! અફશોસ!! અફશોસ!!! તમે મારા પ્રિયતંમ શિરોમણિ છો એટલે મારી જીભ આડો અવળો શબ્દ બોલી શકતી નથી; પણ તમને કીસમતે મુરખાઇમાં અંધ બનાવ્યા એટલે કાંઇ સુઝયુજ નહી, ગદ ગદ કંઠે ધનપાળશા બોલીયા કે—પ્રિયા! મેં મુરખાઇ કીધેલી કૃતિને માટે મને સરમ છે ને મારી પોતાની જાતને પણ ધિક્કાર છે કે હું મારા વડીલોએ મેલવેલું માન્ય અને નામ બોળવાની તઇયારી માં છુ! હવે મને એક પણ દ્વાર સુઝતુ નથી, કેમકે પુત્રી ગુણસુંદરી

લગન લાયક થઇ છે તેમજ ઘરખરચ પણ હાથી સરખો છે, અને પાસે પઇસો નથી! મારી વાલી પ્રિયા અરધાંગના! હવે મનેતો પ્રાણ મુક્ત થવુંજ બેહેતર લાગે છે!! તત્કાળ કમળાવતી બોલીકે ખંમા! ખંમા!! પ્રાણાધાર! આપ પુરૂષ થઇને એમ શું ઘભરાઓ છો. આ દુઃખ કાંઇ નથી પણ કદાપી દુઃખનું વાદળ છવાઇ જાય તો પણ ધીરજથી કામ કરવુ જોઇએ. તમે અંતઃકરણમાં લેશ માત્ર પણ અકળામણ રાખશો નહીં. હું મારા અંગપરનું ઝવેરાત ઉતારી આપુછું તેવડે વેપાર અરથે આપણા પેઢી દર પેઢીથી ચાલતા આ વેલા ગુમાશતાને નોકર રાખી સારા માલનાં વહાણભરી બને દેશાવર તરફ સીધાવો, ઇશ્વર સહાતાથી તેમાં તમને લાભ મળશે, કેમકે આપણા કીસમત સાથે આ બચારા હલેતા બાળનું પણ નસીબ જોડાયલું છે. એ પ્રકારે અરસપરસ મનનુ સમાધાન કીધુ.

થોડા સમય બાદ ધનપાળશાએ સાત વહાણ ભરીયા જુદી જુદી જાતના વિવિધ માલથી છ વાહાણ ભરીયા અને કમળાવતીની દાગીના મધ્યેથી એક અમોલીક હીરો નીકલીયો તેથી એક વહાણ કસ્તુરીથી ભરીયુ. હવે શેઠ જતી વખતે શેઠાણી પાસે ગયા ત્યારે તેમણે સારા સકન આપી જણાવ્યુ કે સઘળા દુરાચરણોથી દુર રહી સારી આબરૂદાર ચાલજો. અને જયારે કોઈ વખત કાંઈ ફાંદામાં ફસાઓ ત્યારે વેપારીની ટોલીમાં અને વ્યસનીની ટોળીમાં જઈ સલાહ પુછજો. એ પ્રકારે સરવ સગાં સબંધીની શીખ લઈ શેઠ વીદાય થયા.

વહાણ મધ્ય દરીએ આવી પોંહોચ્યાં છે ચારે બાજુ પાણી શીવાય કાંઈ પણ માલમ પડતુ નથી પાણીની છોળો વહાણે અથ

હોય છે. ચારે બાજુ ધુ ધુ ધુ શીવાય કાંઈ પણ અવાજ કાને પડતો નથી આ પ્રસંગે ખલાસીઓ પોતાનું કામ કરીયાં જાય છે. અને શેઠ વાણોતર વીચાર કરતા બેઠા છે. તેઓ મનમાં ગભરાય છે કે આપણી જીંદગીમાં કોઇ પણ દીવસ આવો દેખાવ નજરે પડયો નથી. અને હવે એવા ભંયકર સમયમાં શું થશે! ઇશ્વર જો આ પણુને જીવતા રાખેતો સારૂ એ પ્રમાણે ત્રણ માસ વીત્યા બાદ કંચનપુરીનો કીનારો આવ્યો ત્યાં શેઠ ઉતરીયા.

કીનારે વહાણુ આવ્યાની ખબર થતાંજ વેપારી લોકે. સરવે ભરાઈ ગયા. તેઓએ છ વહાણનો એકે સપાટે ખરીદી લીધા. પણુ સાતમુ કસ્તુરીનુ વહાણુ ફકત બશેરની ખપત થયા શીવાય અના મત રહયું. વળી રાજાએ પાંચશેર કસ્તુરી મગાવી લીધી, શેઠને કસતુરી નહી ખપવાથી જરા દલગીરી થઇ પણ તેવામાં એક ગુ ણુકાની દાસી તેડવા માટે આવી ત્યારે શેઠ પોતે ગયા.

યોગ્ય આસને શેઠને બેસાડી ગુણકાએ દાસીને કહયું કે ચોક ડી ઉપરના તાકામાં કસતુરી છે તે વડે મારો સાળ ધોઈ નાખ આ સાંભળી શેઠ વીચારમાં પડીયા તેવામાં ગુણકાએ સામા બેસી પુછયુ કે શેઠ કસતુરી શું ભાવ આપી ?

**શેઠ**—રૂ૦ ૧૩૦૦ શેરનો ભાવ છે પછી ગરાક આપે તે,

**દાસી**—શેઠ! આ શેહેરમાં અમારા શેઠાણીજ ફકત મંટોડીની જગાએ કસ્તુરી વાપરે છે માટે ભાવ ઠરાવી આપો તો સારૂં

દરીમીયાન ચાહપાણી નાસ્તો વીગેરે આવ્યું તે ખાઈ પીઈ પરવારી ગુણકાએ શેઠને લુબ્દ કરી એવી સરત કીધી કે એક વ હાણુ કસ્તુરીના બદલામાં હું તમને એક પેટી ભરીને જે માગો

ને આપું ધુનમાંને ધુનમાં શેઠે કબુલ કરીયું. બાદ વણીક મ ડલમાં પો તાની ઉગરાણી પતાવા ગયા ત્યાં પોતાની બેવકુફાઇ સમજાઇ. કે એક પેટીમાં હીરા ભરીને માગશ તો પણ કસ્તુરીની કીમત વળવા ની નથી સાજે ગજેરી ભગેરીના ટોળામાં શેઠ ગયા. ત્યાં ગાંજે દ મપર દમ ફુકાયછે ભાંગ ગગડાવાય છે એપ્રકારે નીશામાં ચંકચુર થ ઇ સઘળા બેઠેલા છે, તેમાં ગંજેરીએ કહયુ કે આજે એક પરદેશી વેપારીને આપણી સલુણી ગુણકાએ મુડી નાંખ્યો કેમકે એ હીરા તથા મણીની પેટી ભરીને માગશે તો પણ ખોટ જશે. ત્યારે એક ભંગેરી બોલીયો કે એમનો દસ્તાવેજ રદ થાય એવો મારી પાસે ઉપાંય છે બીજે પુછ્યું એવો તે કેવો ઉપાય ! જવાબમાં જણા વ્યુ કે વણીક એક પેટી ભરીને જીવતા ચાંચડ માગેતો એ દસ્તા વેજ રદ જાય અને ધારીયું કામ થાય એટલુ શાભળી શેઠે ચાલ વામાંડયું અને બીજે દીવસે સારા લોકો આવીને બેઠેલા છે ત્યાં જઈ શેઠે માગ્યું કે અમારા મુલકમાં જીવતા ચાંચડનું તેલ ૧૦૦ ૨૦૦ મોહોર ખરચતા પણ ટીપુ મલતુ નથી માટે જીવતા ચાચડ એક પેટી ભરીને જોઇએ. આ સાભળી બધા દીંગ થઈ ગયા અને ગુણકાનુ પણ મુખ ઝંખવાઈ ગયુ. બાદ સરત હરામની પુકસળ દોલત લઈ શેઠ પાછા વલીયા, અને પાછલી રાતનો ઉપડવા ઠરાવ કરી દરીઆપરની ધરમશાળામાં સુઇ રહા. ઇશ્વરની કુદરતે તે શેહે રના રાજાના મેહેલમાં રાત્રીએ ખાતર પાડયું ને ખજાનો લુટયો. જે ચોરોએ રાજાનો ખજાણો લુટયો તેજ લોકો ત્યાં જઈ સુતા તે ઉધી ગયા બાદ શેઠે જોયુ તો બધુ ઝવેરાત હતુ તે વહાણમા છાનામાના ચડાવી દઈ અડધીરાતના વહાન હંકારીયું રસ્તામાં એક મુકામે ક

સ્તુરી વેચી તો તેના ઉમદા પાંચ કોહીનુર મળ્યા, ત્યાંથી કુચ કરતા ગુમાસતાને શેઠે કહ્યું કે ભાઈ મારી ગુણસુંદરીના લગન તારી સાથે કરીશ.

**ગુમાસ્તો**—શેઠ મશકરી શું કરો છો.

**શેઠ**—તારાથી આ ધન મળ્યું તેથી તને જમાઇ કરીને રાખુ.

ત્યાર પછી બન્ને જનો દસતાવેજ કરીયો, એ પ્રકારે મુસાફરી કરતા આનંદ ભેર તેઓ ચાલ્યા આવે છે.

ઘેર કમળાવતીએ શેઠને બહુ દીવસ થયા એટલે હવે થોડા દીવસમાં આવશે એમ સમજી દસેક વરસની વયની કોમળ ગુણસુંદરીનો વીવાહ કરી મુકવાનુ દુરસત સમજી એક શેઠને ત્યાં વીવાહ કર્યો. ગોરમાહારાજાએ સઘળી ક્રીયા કરાવી વીવાહ બંધ જોડી દીધા ત્યારબાદ એક સમયે ગુણસુંદરી પોતાના એકાંત અવાસમાં વીચાર કરતી પડી છે. ત્યાં કમળાવતી ગઈ ત્યારે પુત્રી સાવધ થઇ બેઠી. માતાને પણ વીચારમાંજ પડેલી જોઇ તેણે પુછ્યુ કે માજી શું વીચારમાં છો ?

**કમળાવતી**—બેહન તારે કન્યા કાલ જાય છે અને તારા પીતા હજુ સુધી આવ્યા નહી. હવે તારો વીવાહતો કરીયો પણ જો તે નહી આવી પોહોચે તો શું કરી શું, એ વીચારતો મોહોટો લાગ્યોછે.

**ગુણસુંદરી**—માતાજી ! તમે જો જરા સરમ તોડોછો તો બેઅદબીની મારી માગી બે બોલ સાંભળો તો સારૂં.

**કમળા**—શું છે બેહેન બોલ જે કેહેવું હોય તે કેહે.

**ગુણસુંદરી**—તમે મારો વીવાહ કાંઇ પણ વીચાર કરીયા શીવાય કર્યો છે તે માણસ મુરખ છે તે પર વીચાર કરીયા શીવાય ધનમાં લોભાઈ ગયા છો. પણ જન્મારો એની સાથે ગાળવા

નો છે માટે ધનતો ખાટયું પણ કાંઇક વીચાર કરવો જોઇએ. છેવટે શરમ તોડીને કહું છુ કે મારી ખુશી નથી અને હું એની સાથે પરણવાની નથી માટે વીવાહ ફોક કરો.

**કમળા**—ઠીક છે, કહી કેટલુક મીઠુ મીઠુ બોલી ચાલી ગઈ.

બાદ થોડા વખત પછી તેની સખી રૂપસુંદરી આવી તેની પાસે ગુણસુંદરી બોલી કે. **ગરબી.**

**( ઓધવજી સંદેશો કેહેજો શામને એ રાહ )**

શાણી સલુણી સખીરે મારી સાધવી, સાંભળ મારા દુખડા કેરી પીડજો;
મમ બાળાપણ વીત્યુછે આનંદમાં, સદા સમો કયમ તેવો જાશે બેનજો.
કેલવણીથી કર્ણ ખુલે મનતીવ્ર છે, ઇન્દ્રી તનની ચકોર થઇ નીરધારજોઃ
હવે સલુણી સંસારે કયા સંચરૂ, પાર ન પામુ જંજાળી વિસ્તારજો.

**રૂપસુંદરી**— **ગરબી.**

સખી સાણી બાળારે, અંતર અકળાઇશમાં
જુઠા જગતના ચાળારે, વિવેકે ધીર છાડીશમાં.
જગરાય દયાળુરે, દેશે ફળ સારાં તને;
દીનના છે કૃપાળુરે, વિચારે વિવિધ મને.

**ગુણસુંદરી**—બેહેન! મારી અવસ્થા હજુ કીશોર છે એટલે મને સંસારનો લેશ માત્ર પણ અનુભવ નથી પણ તેમાં હું ધારૂ છુ કે કોઈ પણ રીતનું કજોડુ નીપજે તો માહા આપદા છે.

**રૂપસુંદરી**—સખી! તારૂ કેહેવું સત્ય છે પણ એવો સમય નહીં આવે તેને માટે ઇશ્વરની સ્તુતી કરવી એજ તને ઘટીત છે. તેમ મારો આશીરવાદ છે કે તુ અનુપમ પતી પામજે અને સરવ વીધીનુ સુખ ભોગવજે.

**ગુણસુંદરી**—વાલી રાખી! તારો આશીરવાદ ફળે એવી આશાથી તારા સાકરના સારાં રૂપી મીઠા વચનો અંતઃકરણથી ઉઠાવી લઈ આનંદીત થાંઉ છું. (એ એરીતે આનંદની વાતો કરી રૂપસુંદરી પોતાને ઘેર ગઈ.)

ગુણસુંદરી પોતાના અલ્પપણા સમજણી અવસ્થા થતા સુંધીમાં પોતાને મોસાળ કોઇ પણ વખત ગએલી નહી હોવથી વડી માતાએ પુત્રીને થોડા દીવસ પોતાને ઘેર આવવાનું તેડુ મોકલ્યું! પોતાની માતાએ ઉમંગભેર પુત્રીને તેડવા મોકલેલા માણસની સાથે કમળાવતીએ વીદાય કરી. ગુણસુંદરીને મોસાળમાં સઘળા ધનવાન હોવાથી એને હથેળીમાં પુષ્પની માફક રાખી અનુંપમ લાડલડાવા માડયા. તેમ પુત્રી પણ નામ પ્રમાણે ગુણસુંદરીજ હતી. તેનો દીન પ્રતીદીન ઉત્તમ પ્રકાશ પ્રજામાં ફેલાવા લાગ્યો અને ચારે તરફ વખાણ થવા લાગ્યાં એ શેહેરના કેટલાએક શેઠીઆએ વીચારીયું કે એ કન્યા આપણે ઘેર ઉતરે તો ઘર સારૂ સોભે. એમ કરતા કેટલાએક દીવસ બાદ ન્યાતના મોહોટા શેઠીઆએ પોતાના પુત્રનો લગન ગુણસુંદીરી સાથે કરવાનો વીચાર મામાને જણાવ્યો ત્યારે મામાએ પોતાની માતાને પુછી ધામધુમ સાથે ભાણેજનો વીવાહ કીધો. આ શુભ સમાચારથી ગુણસુંદરીને પ્રથમ પોતાના થનાર પતીની યોગ્યતા સંબંધી તપાસ કરવાની અવસ્યક ફરજ પડી. પોતાનુ લગ્નનીમીત મુકરર થએલું છે એટલે વરરાજા આનંદમાં પોતાના મીત્રસાથે ઠાઠમાઠથી આનંદમાં શેહેરબાર જાફતે જતાં દુરથી ગુણસુંદરીને બારીએથી નજરે પડયા તરતજ એક ચીઠી લખી તે લોકેને નજદીક આવ્યા તે દરમીયાન તેણે બારીએથી નીચે

ફેકી આબીના ફકત વરરાજાનીજ દ્રષ્ટીએ પડી હતી, તેથી પોતે જરા ઉભા રહી જોડો કાહાડી ચીઠી જોડામાં મુકી દીધી. આ જોઈ ગુણસુંદરીને કાંઇક સંતોષ થયો કે ચતુરતો છેજ ! બાદ બાગમાં જઇ એક બાજુપર ફુલ વૃક્ષમાં ફરતાં ચીઠી વાંચી. **દોહરો.**

ચંદા રામા ચતુર છે, શિવા શિવ સુખ ચેન;
મણિમય મંદીર માહરૂ, તડીત વિજળી જેમ.

**લી૦ એક અલ્પ અબળા.**

આ વાંચતાં તેને અનેક વીચારો થવા લાગ્યા પણ તુરતજ ઉત્તરલખ્યો!
**હે જગત પ્રીય અબળા નહી પણ સબળા સાધવી ! દોહરો.**

રામા ચંદાથી ચતુર, શિવ શિવા સુખ પ્રેન.
નાગ મણિ સમ સ્ત્રી પતી, વિજ નમે કૃષ્ન સુ નેન.

**લી૦ સદાનંદા.**

સરવ જયાફતમાંથી પાછા ફરીયા તે પ્રસંગે દીવાબત્તી થઈ હતી. એટલે એજ રસતે આવતાં અંદર એક પોતાની વીંટી મુકી ગુણસુંદરીના માલીયામાં હાથને અંગુઠેથી ઉરાડી ચીઠી નાખી. તતકાળ ગુણસુંદરીએ હાથમાં લઇ વાંચી તો પ્રસંન થઈ અને વીંટી વારંવાર જોઇ અનેક તરક કરતી ઊંધી ગઇ. પ્રાતઃકાલે ઉઠીને સ્નાન કરી આભુસણ પેહેરે છે એટલામાં પોતાના પીતાને ત્યાંથી માતાએ તેડવા મોકલેલુ માણુસ આવ્યું તેની સાથે સઘળાં મોસાળી યાંની ભેટ લઈ ગુણસુંદરી ચાલતી થઇ. અને પોતાની માતાની પાસે આવી પોહોચી. બાદ થોડા દીવસ પછી ધનપાળશાના મોહોટાભાઈ આવ્યા. પણ બે દીવસ રહી ચાલ્યા ગયા. તેમણે પોતાના શેહેરમાં ગુણસુંદરી ઉમરલાયક થઈ છે અને નાનોભાઈ વેપારે ગએલો જાણી એક સારૂ ઘર સોધી વીવાહ કીધો એમ કરતાં થોડા એક દીવસ વીત્યા બાદ ધનપાળશા શેઠ કામાવતી આવી પોહોચ્યા.

ધનપાળશાને શેહેરના લોકો માન્ય સાથે તેડવા ગયા અને જયારે ઘેર આવ્યા ત્યારે કમળાવતીએ મોતીના થાળ વડે તેમને વધાવ્યા બાદ અષ્ટમે સિધ્ધિ સંપાદન થએલી હતી તેથી નવે નોંધીની રસોઇ સરવ કોઈ જમ્યાં. એ રીતે આનંદમાં દીવસો જાય છે. તેવામાં એક બાજુથી ધનપાળશાનો ભાઇ આવ્યો અને બીજી બાજુથી કમળાવતીનો ભાઇ આવ્યો તેમને યોગ યસનમાન કીધુ!

બીજે દીવસે બપોરના જમી પરવારીને સરવ કોઈ આનંદવારતા કરતાં બેઠા છે. તે પ્રસંગે ગુણસુંદરીના મામા બોલ્યા કે તમે સરવ વાતમાં કુસળ છો પરતુ અદ્યાપી સુધી પુત્રીના લગન માટે કોંઇ વીચાર નહી કીધો ત્યારે અમારે સારૂ ઘર જોઇ ગુલાબવતીના નગરશેઠને ઘેર વીવાહ કરવો પડયો અને આ તેમના ઘરનાં ઘરેણાં લુગડાં વીગેરે આવેલું છે. તરતજ જોસાબેર શેઠના ભાઇએ જણાવ્યુ કે તમે એ કામ કીધુ તેમાં ભુલ કરેલી છે. કારણ કે એ ફીકર અમને હોવાથી ધનપાળશા નહોતા એટલે મેં અમારા નગરના શેઠના છોકરાસાથે મેં પુત્રીનો વીવાહ કરેલો છે અને આ હું તેનાં ઘરેણાં લુગડાં તમારા કરતાં સારાં અને વધારે લાવેલો છું

**કમળા**—જેઠજી ! એતો બધુ ખરૂ પણ મે ઘણી મુદતથી અત્રેના નગરશેઠના છોકરા સાથે ગોરને બોલાવીને વીવાહ કરી મુકેલો છે. તેનુ કેમ ત્યારે?

**ધનપાળશા**—ભાઈ! તમારૂ સઘળાંનું કહેવું ઠીક છે. પણ મે મુસાફરીમાં ગુમાસતા સાથે વીવાહ કીધેલો છે અને તેના દસ્તાવેજ પણ થયા છે. ત્યારે હવે નીવેડો કેમ લાવવો?

**મોટાભાઇ**—આ વાત ઘણા ઘુચવાડા ભરેલી છે માટે નાતના શેઠોને પુછીએતો ખુલાશો થશે.

શેઠે નોકર મોકલી નાતના શેઠીયાઓને બોલાવ્યા અને સઘળી હકીકત જણાવી. ત્યારે શેઠોએ વીચાર કરી કહયુ કે એ બાબતમાં અમે કાંઇ કરી શકતા નથી કેમકે ચારે જણ લગ્ન કરવાને હકદાર છે. તે કોઇનો ભાંગી પણ શકાય નહીં માટે ધરમની કચેરીમાં ચાલોકે ત્યાં ખુલાસો થશે. સરવે દરબારમાં આવી બેઠા બાદ ધનપાળશાએ સઘળી બીના રાજાધીરાજને નીવેદન કરી. રાજવીર ઘણા વીચારથી સંકોચાવવા લાગ્યા કેમકે ધરમપુસ્તકોમાંથી કાંઈ પણ ખુલાસો નહી મળ્યો. અંતે એક મુરત નકી કરી ચારેને આમંત્રણ કરવું તેમાં પેહેલો આવેતેને પરણાવાનો ઠરાવ થયો.

રાજાના હુકમ પ્રમાણે મુહુરત નકી કરી ચારેને આમત્રણ કરી મહા સંતાપમાં પડેલા બીચારા ધનપાલશાએ એક સુદર માડવો તઈયાર કરીયો. અને ચારે બાજુ લગનની ધામધુમની ધુન મચાવી મુકી મુહુરતને સમએ ચારે વરરાજા ચાર રસતેથી માડવા નજીક સાથે આવી પોહચ્યા. એક બાજુપર ચારે વરતરફના લોકોએ સામસામી ધમાધમી કરવા માંડી છે બીજી બાજુપર ધનપાલશા વીગેરે તેના તરફનાએ ચારે એકજ વખતે આવ્યાના. ચમતકારથી વીચાર કરે છે કે હવે શુ કરવુ? અને ત્રીજી બાજુ આકાશમારગે જતાં પારવતીજીએ શીવજીને પુછ્યુ કે આ શુ ગરબડ છે.

**શીવજી**--એક કન્યાનો ચાર સરખાં હકદાર સગાંઓએ ચારે જનોએ વીવાહ કરેલો તે ચારે વર એકજ વખતે પરણવા આવ્યા છે. પણ એ કન્યાનુ નસીબ પાંચમાં સાથે લાગેલું છે.

**પારવતી**—આબીના ચતમકારીકછે. પણ તેમાં પાંચમો તે કોણ?

**શીવ**—પેલા ખુણાપર ઝાડુ કાહાડનાર ભંગીઓ સુતો છે તે!

**પારવતી**—સ્વામીનાથ! તમારૂ કેહેવુ અજાયબ કરતા છે માટે મારીતો જોવાની ખુશી છે.

**શીવ**—ત્યારે તમે જુવો. અને હું રથમાંજ જરા આરામ કરૂં છું. એમ કહી સુતા.

થોડા વખત પછી શીવજી નીદ્રાવસ થયા એટલે પારવતીજીએ શીવજીનુ કેહેવુ ખોટુ પાડવા માટે સારથી પાસે કૃષ્નના ગરૂડને બોલાવરાવી તે ભંગીયાને કોઇ અઘોર જંગલમાં મુકીઆવવાનો હુકમ ફરમાવીયો. તરતજ ગરૂડ તે તરફ ચાલ્યો..

હવે ધનપાલશાએ અંદર આવી સોલે સણુગારસજી લગન માટે તઇયાર થએલી ગુણસુંદરીને સમજાવી કે કુળના રીવાજ પ્રમાણે આ ઉત્તમ પેટીમાં તું બેસ અને માહીરામાં તને બાહાર કાડીશું. ગુણસુંદરી અંદર બેઠી એટલે એક ચાકરને બોલાવી એ પેટી રાજાને નજરાણા તરીકે આપી આવવાનો હુકમ કીધો. આ વખતે ગરૂડ પેલા ભંગીયાને જંગલમાં મુકવા જતા તેને માટે દયા લાવી ખાવાનુ લેવાને પાછો ફરેલો તેણે બારણા વચેથી એક પેટી મીઠાઈની જાણી ઝડપી લીધી અને તાકીદે જંગલમાં મુકીઆવી પારવતીજી પાસે રજા લઈ સ્વધામ ગયો આ બનાવથી એકદમ લોકોમા હોકાર ફેલાઈરહયો ચારે વર પાછા ફરીયા અને ધનપાળશાના ઘરમાં દીલગીરી ફેલાઈ. પારવતીજીએ શીવજીને જાગરત કરી કહયુ કે—પેલી કન્યાનું ભંગીયા સાથે લગન થઈ ગયું કે ? **શીવજી**—હા.

**પારવતીજી**— ચાલો ત્યારે મને બતાવો. શીવજી એ જંગલમાં રથ હાકીયો અને પેલી પેટી તથા ભંગીઓ પડેલા છે ત્યા આવીયા પારવતીજી ને હસતાં જોઈ શીવજી એ પેટી ઉઘાડવાનુ કહયું, પેટી ઉઘાડતાં ગુણસુંદરી બાહાર નીકળી ઇશવર પારવતી ને પગે લાગી પણ ધાશતીથી કે હુ કહી અને આશુ હવે શુ થશે, શીવજી એ ભંગીયા સામી આગળીકરી ગુણસુંદરીને ક

કહ્યું કે આ તારો પતી છે તત્કાળ ગુણસુંદરી—હે શંકરા ! ! ! શું ભંગી.........એટલું બોલતાં મુરછા ખાઈ ધરણી ઢળી પડી. પારવતીજીએ શીવજીને કરોધથી કહ્યું કે તમારા કુરકલેજામાં આ બચારી અબળાની શું દયા નથી આવતી ? ,શીવજીએ ભંગીયાને હાથ ફેરવી ઉઠાડયો તો તે એક ઘણો ખુબશુરત જવાન છોકરો થઇ રહ્યો અને પારવતીજીએ ગુણસુંદરીને ઉઠાડી હવે એના લગન કરી પ્રાતઃકાળ પેહેલા ધનપાળશાની હવેલીની અગાશીઓ બનેને મુકી દઈ ઈશ્વર પારવતી અંતરધ્યાન થઈ ગયા. સવારમાં વરકન્યાને જોઇ ધનપાળશાના કુટુંબીઓ તેમજ નગરવાસીઓ ખુસ થઈ ગુણસુંદરી ને આવકારથી ઘણુજ માન્ય આપવા લાગ્યા વરકન્યાને જોઇ આનંદમાં દીવસો જાય છે બાદ થોડી મુદતે પ્રથમ કમળાવતી અને પછી ધનપાલશા થોડે અંતરે ગુજરી ગયા.

હવે સસરાથી ચંદા ચડે એવા જમાઇરાજ મોજ શોખી નીકળ્યા. તેમણે ચારપાંચ વરસમાં બધી દોલત ફના ફાતીયા કરી મુકી કેમકે અણુદીઠાનુ દીઠું ને માર મુળાને મીઠું તનથા ખુબસુરત થયો પણ મનથી અને બુધ્ધીથી તે નીચજ હતો. છેવટે કાંઈ નહી રહયું ત્યારે ગુણસુંદરીએ તેને વેપાર અરથે દેશાવર જવાનુ કહયુ

**પતી**—વાજબી છે કે હું દેશાવર જાઉ એટલે તને ઠીક મોજ મજાહ પડે ગમેતો આ શેહેરમાં ભીખ માગીસ પણ તને છોડી જનાર નથી.

**ગુણસુંદરી**—સ્વામીનાથ મનેતો તમારા શીવાય સઘળા પુરૂષ ભાઇબાપ સમાન છે અને તેમ છતાં એક લોટો હું તમને ગામના દુધનો ભરીઆપુ તે સાથે લઇ જાઓ અને દુધ બગડે ત્યારે મને કલંક લાગ્યું એમ સમજી પાછા આવજો. શેઠે તરતજ વીચાર કરી દુધ બે ત્રણ દીવસમાં બગડી જશે એમ ધારી લોટો લઈ દેશાવર તરફ ચાલ્યા. અને એની સખી રૂપસુંરી આવી.

**રૂપસુંદરી**—પ્રીય સખી ગુણસુંદરી કયાં છે ?

ગુણસુંદરી—કોણ પ્રીય સખી રૂપસુંદરી.

**રૂપસુંદરી**—હા, સખી આજ તારો જીવ ઉદાસમા કેમ છે.

ગુણસું—સખી હું શું કહુ, મારાથી કાઇજ કહી શકાતુ નથી

રૂપસું—મારી સુશીલા સખી દીલની ગુહ્ય વાત જે છે તે દીલ મોજ થાય તો તારૂ ને મારૂ દીલ એક છતાં સંકોચાવાનુ શું કારણ છે?

ગુણસું—મારી પ્રાણાધીક સખી મને કાંઇ સુઝતુ નથી. માહાશાગરમા જેમ અનેક લેહેરો ઉઠેછે તે મુજબ મારા રદયરૂપી સમુદ્રમાં વીચારરૂપી લેહેરો અનેક ઉઠેછે પણ તેનુ સમાધાન કોઇ પ્રકારે થતુ નથી

રૂપસું—મારી સદગુણી સખી ઔષધાદીના ઔર પણ વેચાય નહી કારણ તનનો રોગ જણાય પણ મનનો રોગ કહાવીના શા રીતે જણાય માટે સાચુ નહી કહે તો મારા સમ છે.

ગુણસું—પ્રીય બેન આટલો બધો આગ્રહ ! જો નદી ઉભરાશે તો સાગરમાજ સમાશે તો મારી સાગરરૂપી સખી તારા શીવાય મારા ઉભરા હું કયા કાઢવાની હતી, હું કહુંછું તુ સાભળ.

**સીતાજીના મહીનાનો રાગ**

સખી શુરે કરૂં કયાં જાઉં, નથી કાંઇ સુઝતું;
કોમળ રદય કરે કલ્પાંત, સદા જે સુખી હતું.

**રૂપસું**—મારી આલી તું ચતુરસુજાણ. શું છે દુ:ખ તુજને;
લઉ તુજ દુ:ખમાં હું ભાગ, સાચુ કહેની મુજને.

ગુણસું—સખી શુ કહું દુ:ખની વાત, રદય કપાય છે;
દુ:ખ લેવાનો નથી લાગ, મારો જીવ જાય છે.

**રૂપસું**—શું દુ:ખ છે તારી જાત, સખી ઘેલી દીશે;
ધીરી ધીરી બેહેની કહે વાત, અકળામા તુ મનવીષે.

ગુણસું—(એડોબાઇ બુડતો તારીરે અંએઆઇ પાર ઉતારોરે)

સખી મારો સ્વામી કુકર્મીરે, એના જેવો નહી અધર્મીરે.
અકલ હીણો અફીણ ખાય છે, ગાંજો ફુકે દઈ દમ;
તંબાકુના ખુબ ફાકા મારે, થુકે છે જયમ ત્યમ. સખી.
હોકો પીએ નીત હરામજાદો, ગુડ ગુડ કરતો તેહ;
મસી દાતે રોજે ઘસે, દીસે માંકડા સરખો એ. સખી
બદફેલ કરતાં બીહે નહી જરાં, કેફ કરેજ હમેશ;
મદીરા પાન કરી ફરતો, ત્યારે થાએ જોવા જેવો વેશ. સખી
પીટા પાક મીતેથી ખાતો, માજમ ખાતો મસ;
રસ્તે જતી રાડની હાશી કરે, ને થઈ જાય તેને વશ. સખી.
ભાંગતો ભંગી રોજ પીએ, તેથી રગડે લેઇ લઠ;
એક ઘડો ભરી મોડે માંડી, ને કરી જાએ ગટ ગટ. સખી.
ક્રશના વલી કંથ રોજે ખાયછે, લસણ નો નહી પાર;
માંસ ખાતાં મનમાં નહી ડરતો, ગંધાય મુખમેં ભાર. સખી.
દાતણ કરવાના સમ ખાંધા છે, મોંતો ધોશે એનો બાપ;
હાથ પગ ધોવાને કહીએ ત્યારે, શ્નેહે કરે સંતાપ. . સખી.
પાઘડી સુથીઆ જેવી મુકીને, ગાડો ફરે આખે ગામ;
રસ્તે જતા લડવાડ કરે છે, ગાળ દેઈ તે ઠામં. સખી.
સારી જોઈ નેતરની સોટી, રાખે પથારી પાસ;
શ્નેહ કરી સુવાને જાઉ, ત્યારે કરી મેલે કેવો ત્રાસ. સખી.
હુ કહુ જે શ્વામીજી મારા, રાખો મુજપર મેહેર;
ત્યારે જોરે કરી સોટી ચોડે, જાણે હોએ પુરવેનું વેર. સખી.
કહે છે રાંડ ફલાણાની પાસે, ગઈ હતી તું કાલ;
જારકરમ કરવાને ગઈતી, તુને પકડાનો નાવ્યો તાલ. સખી.

મને તો સોદી કહી ગાળ દેછે, રાંડ કહે છે હમેશ,
હુ કહુ જે એ ગાળ છે તમને, ત્યારે તાણે મારા કેશ. સખી.
અરે સખી હુ સુરે કહું, એના ગુણ કેતાં આવે છે લાજ;
પુરશારથમાં નહી એ જરા, એથી આવે ઘણી લાજ. સખી.
મિત્રની સાથે માંકડા જેવો, ઘડીમાં દે ઉપદેશ;
સારી સારી વાતો કરે શાણો થઈ, પોતે પાળે નહી લેશ. સખી.
પુરણુ ભોગ મળ્યા હોય ત્યારે, એવો મળે બાઈ કંથ;
લુચા લફંગાની સોબત કરે, પાળે સ્વામીજીનો પંથ. સખી.
લલીતાનો વર નંદન કુમાર, તેવોજ આ ગુમાર;
તેની પેઠે દુઃખજ દેતો, રોજે મારે માર સખી.
નીદા કરવી ઘટતી નથી, બળતી બોલું છું હુઅ.
બાઈ મુને વિતી કહુ છું, શાને ગરવ આણે તુઅ; સખી.
એટલુ કહી ગુણસુંદરી મુર્છીત થઈ પડી.

રૂપસું—ખમાં ! ખમાં !! મારી વહાલી સખી ખમાં !!! એમ કરીને તેને શુધીમા આણીને કેહે છે કે જે જે દુઃખ તને પડયા છે તે સાભળી મારૂ દીલ ઘણુ સોકાતુર થયુ છે મારી વાલી સખી હવે આ દુઃખનો નીવેડો આવશે માટે ગભરા નહી. જરા શાત થા નેસાભળ

## સીતાજીના મહીનાનો રાગ

મારી બેની ના કર કળપાત, તને મુજ સમ છે;
શાણી સાહેલી થાતુ શાંત. સમજુ તુ પરમ છે.
તને દુઃખમાં જોઈ મારી વહાલી, રદય મુજ ફાટતુ;
ગુણ તારા ન ગણાય, શમરણુ મનનાં થતું.

મારીસાણી સખી તુ ગભરાઈસ નહી ને જેમ બનસે તેમ મદદ કરીસ ને હુ જાઉ છુ. (તે ગઈ.)

થોડા દીવસે એક રાજાના શેહેરમાં આવ્યા ત્યાં રાજ મેહેલની સામી ધરમશાળામાં મુકામ કીધો. હમેશા સવાર બપોર ને સાંજ પેલો ધનો લોટો કાંહાડી એક આંગળી ભરીને ચાખે આ દેખાવ એ ત્રણ દીવસ રાજાના જોવામા આવવાથી તેને પોતાની પાસે બોલાવી પુછ્યું તો સઘળો ભેદ જણાયો રાજાએ તેને કેદકરી દરબારમાં ગુણસુંદરીની ઇજત લેવાનુ બીડુ ફેરવ્યું. ચાર અકલમંદ દરબારીઓએ એ બીડુ ઝડપ્યું તેઓ પુષ્કળ દોલત લઇ કમળાપુરી આવ્યા અને એક માલણને ત્યાં ઉતરીયા, માલણ સઘળો ભેદ સમજી ગુણસુંદરીની પાસે આવી કહયું કે મારે ઘેર મેમાન આવેલા છે તેઓને તુ રાંધીજમાડે તો નસીબ ખુલીજાય અને આ દલણ ખાંડણ કરવાની મેહેનત મટી જાય. ગુણસુંદરીએ હા કહી ચારેને રાતના તેડાવ્યા વખતસર તેઓ આવ્યા ત્યારે રસોઇની વાર હોવાથી ચારે સરખા હોધાદાર હોવાથી સાથે પંલગપર બેઠા તેવાજ અંદર પડયા એટલે ભોંરાંમાં મધને રૂ નાખેલુ તે સઘળે શરીરે ચોટુ ને રીંછ જેવા બન્યા. બુમ મારી ગુણસુંદરીને બાહાર કાહાડવાનુ કહયુ ત્યારે વાતો કરતા પોતાનો પતી કેદ થએલો જણાયો અને તેનુ શતીવ્રત મુકાવાનો ઇરાદો જણાયો. તેઓને ભોયરામાં ખાવાનુ આપવા માડયુ બાદ ગુણસુંદરીએ ગુણકાનો વેસ ધારીને ચાર પાજરા તઇયાર કરી તેમાં ચારેને જુદા જુદા પુરી ત્યાં આવી એક સાતમાળનો એકદંડી મેહેલ ચણાવ્યો અને પછી એક દીવસ રાજય દરબારને પાનસોપારી માટે બોલાવ્યા બધાને બીડી આંપતા ચાર ચીઠી તઇયાર કરી તેમાં એક કોટવાલને બીજી વજીરને અને ત્રીજી પ્રધાનને બીડીમાં ચીઠીઓ આપી અને રાજાને ખુલ્લી ચીઠી આપી ચારે ચીઠીઓ વાચી ખુશી થયા કે ગુણકા અપનીપર કયા આશક ને ખુરબાન હો ગઈ હે એપ્રકારે વીચારતા દરબાર બરખાસ્ત કીધો.

બીજે દીવસે સતી ગુણસુંદરીએ જે યુકતીથી ચીઠીઓ લખીઆપી હતી તેજ પ્રમાણે રાતના કલાક નવને અમલે કોટવાલ આવ્યો ને બેસાડી પાનબીડી આપી વાતો કરે છે એટલામાં પ્રધાનજી આવી પોહોચ્યા અને બુમ પાડી એટલે કોટવાલે કહયુ કે મને છુપાવ ત્યારે ગુણસુંદરીએ તેના કપડા ઉતરાવી લોડીનો દરેસ પેહેરાવ્યો ને બારણા ઉઘાડી પ્રધનને લીધો ને ઉપર મુજબ વાતો કરે છે એટલામા વજીર આવ્યો એટલે પ્રધાનને ભઠીયારાના કપડા પેહેરાવીને બેસાડયો ને વજીરઆવ્યો ને તેની સાથે વાતો કરે છે એટલમાં રાજા સાહેબની સ્વારી આવી પોંહોંચી એટલે વજીરને દાસીના કપડા પેહેરાવી પોતે બારણુ ઉઘાડી રાજાને પોતાના એક દંડા મેહેલમાં લઈ ગઈ અને ત્યાં સેતરંજની રમત જારી કરી એટલેર મતાં રમતાં પ્રાતઃ કાળ થઈ ગયો ને રાજાની દ્રસ્ટીએ પ્રધાન તથા વજીર કોટવાલ પડયા તેથી રાજા એકદમ અન્તયબ પામી ગુણસુંદરીને પુછવા લાગ્યા ત્યારે ગુણસુંદરીએ હાથ જોડી વચન લઈ બધુ બ્યાન કહી સભળાવ્યું ને રાજા રાજમેહેલમાં જઈ સભા કરી ગુણસુંદરીને બોલાવી ઘણુ માન આપી પોતાના સ્વામીને સોપી કેટલુએક દ્રવ્ય આપીને ઘણી ધામધુમથી વદાય કરી. અને તે કમળાવતી આવ્યા.



# જાહેર ખબરો.

આ ચોપડીઓ નીચેલખેલે ઠેકાણેથી રોકડેથી મલશે.

પંચભેલખીચડી રમુજી નાટક... ...૦—૬—૦

મુળબોધ... ... ... ... ...૦—૪—૦

ભરૂચમાં—શ્રી નરમદા પ્રીંટીંગ પ્રેસમાંથી.

સુરતમાં—પ્રભાકર પરેસના માલીક પાસેથી

ઠેકાણુ હરીપરામા સુખડીયા શેરી.

## સુચના.

આ છાપાખાનામાં સરવે જાતનું કામ ઘણી સારી શફાઇથી અને શસ્ત ભાવે છાપી આપવામાં આવશે, એ સબંધી સુરતના ગ્રાહકોએ પ્રભાકરપ્રેસના માલીક મેહેતા દલપતરામ ગોપાલદાસને મલ બંદોબસ્ત કરવો.